# પ્રસ્તાવના.

જ્યારે જામનગરમાં જાફરીય- હૅાલ ઇસ્નાશરી કહેવાતા મોજાઓએ ખુલ્લુ મેલ્યું, ત્યારે અમરેલીવાલા એદલજી ધનજી ડાબા તથા ઇસ્નાશરી વકતાઓએ ભાશણો દ્વારા એવું જાહેર કીધું હતું કે પીર સદરદીનની નેમ ઇસ્નાશરી મતમાં લાવવાની હતી. તેનો રદીઓ મારી તરફથી ઇસ્માઇલી—સીતારો માસીકમાં છાપવામાં આવ્યો હતો. ત્યાર બાદ સદરહુ ઇસ્નાશરી લેખકે હાલમાં ખોજા પંથ દર્પણ નામનું પુસ્તક પ્રગટ કીધું છે, જેના પહેલા ભાગમાં મારા લેખ ઉપરે ટીકા કરી જાહેર માં મને વગોવવાની તેણે વ્યર્થ કોશેશ કરી છે. આ સાંભળીને જો હુ ચુપ બેસી રહું તો મારા બંધુઓ "Silence is acceptance" એ કહેણીને અનુસરીને મારૂ લખવુ બીન પાયાદાર અને તેનું લખવું વજનદાર ગણે. હું પોતે ધંધાદારી હોવાથી હમેશાં કામકાજમાં રોકાયલો રહું છું. તેથી મને કોઈ વખત લખવાની ફુરસદ મલેછે. એટલાજ કારણુસર મેં મોટું પુસ્તક બહાર પાડવાનો મારો વિચાર પડતો મેલયો છે અને "બાબી પંથની ઉત્પતી" તથા "કરામતા પીરકો" એ બે વીષયો ઇસ્માઇલી સીતારો માસિકમાં પ્રગટ કરાવ્યા છે. પણ આ વીષય સ્હેજ લાંબો હોવાથી તેમ એકજ વેળા પ્રગટ કરવાની તાકીદે જરૂર હોવાથી ઇસ્માઇલી—સીતારામાં આપવાને બદલે આ લઘુ પુસ્તકના આકારમાં- રજુ કીધો છે. જે લેખક પુસ્તક લખવાનો

ધંધો લઈ બેઠો હોય અને જેને ઉતેજન આપનારા ઘણા હોય, તે જો લાંબો વખત રદીઓ આપવામાં ગાળે તો તે માટે ચર્ચા થાય ખરી! પણ મારા જેવા તેમ કરે તો સમજદાર વર્ગે દરગુજર કરવી જોઇએ. મેં ઇસમાઇલી–ભોમિઓ નામનું પુસ્તક પ્રગટ કીધું, તેને આજે લગભગ ૭ વરસ થયાં. તે પછી કોઇ બીજું ઉપયોગી પુસ્તક બહાર પાડયું નથી. એ ઉપરથીજ જાણવાનું બની આવશે કે મારી રોકાણ મારા કામકાજમાં કેટલી બધી હોવી જોઇએ. છતાં મારા લેખનો રદીયો આપનારને, જવાબ વખતસર આપવાની મને જે તક મળી છે, તે માટે હુ મને પોતાને ભાગ્યશાળી સમજુછું, આ પુસ્તક બહાર પાડવામાં મારી નેમ માત્ર એટલુંજ દેખાડી આપવાની છે કે ખોજાઓ ઇસ્માઇલી ન હતા, એવુ કહેનારાઓ પાસે કોઇ જાતનો સંગીન પુરાવો નથી. મારી ફરજ બજાવતાં મને અત્યંત ખુશાલી ઉપજેછે અને તે માટે મને જેઓ ટેકો આપશે તેમનો અહેસાન હું કદી ભુલી જઇશ નહિ, અને તેમની દીલસોજી તથા ઉતેજન મારા મગજમાં સદા યાદગાર રહેશે છેવટે હું અંતઃકરણપુર્વક ઇચ્છુછું કે મારા ખયરખાહ મીત્ર લેખકોને મારા ભાઇબંધુઓ દીલોજાનથી મદદ કરે.

પ્રગટ કર્તા.

# શું ખોજાઓ ઇસમાઇલી ન હતા?



ખોજા પંથ દર્પણ પહેલા ભાગના પાના ૫૯ તેના કર્તા લખે છે કે "કાસમઅલી લધાભાઈ નામના આગાખાની જમાતના લેખક ઇસમાઇલી સીતારા માશીકમાં ખોજાઓ કોણ? એવા મથાળાં નીચે લાંબો લેખ લખ્યો હતો. તે લેખ લખવાનો ઉદ્દેશ ખોજાનો અસલ ધર્મ ઇસમાઇલી સીધ્ધ કરવાનો હતો. પરંતુ તે લેખમાં તે ઉદ્દેશ પાર પાડવા માટે એક પણ ધર્મ શાસ્ત્રનું પદ આપવામાં આવ્યું નથી. માત્ર ધર્મ શાસ્ત્રમાં હીન્દુ ધર્મને લગતી જે માન્યતાઓ છે તે આપી એમ જણાવ્યું છે કે આવી માન્યતા ઇસનાઅશરીની હોય નહિ તેથી ખોજાનો અસલ ધર્મ ઇસનાઅશરી નહિ પણ ઇસમાઇલી છે. આ બાબતમાં હું સમજી શકતો નથી કે જે પદો ઇસનાઅશરી અકાયદથી ઉલટાં હોય તે ઇસમાઇલીનાજ મનાય. વળી ઇસમાઇલી ધર્મ કાંઇ ઇસલામ મતથી જુદો મત નથી. તે એક ઇસલામી મત છે. માત્ર જો તફાવત હોય તો તે ઇમામત પુરતોજ હોય. બાકીની બાબતમાં તફાવત હોય શકે નહિ. તો પછી હીન્દુ ધર્મના માન્યતાને ઇસમાઇલી ધમ સિધ્ધ કરવાને રજુ કરવી એ હસવા જેવું નહિ તો બીજું શું?"

મહેરબાન વાંચકોને નમ્રતા પુર્વક હું અરજ કરીશ કે "ખોજાઓ કોણ છે" એ વીષય ઇસમાઇલી–સીતારાના ઇ. સ. ૧૯૦૯ ના જુન–જુલાઇ–આગસ્ટ–સપટેમ્બર તથા ઇ. સ. ૧૯૧૦ ના માર્ચ માસના અંકોમાં પ્રગટ કરવામાં આવ્યો છે. તે ફરી વાંચી જવાની તસ્દી લેશે તો સચ્ચાઇ જણાઇ આવશે. વીષય ખતમ કરતી વેલા હસન બીન સબ્બાહના કર્તા કે જેઓ ખોજા પંથ દર્પણના પણ કર્તા છે, તેમના પોતાના વીચારો ટાંકી દેખાડયા છે. તેઓ હસન બીન સબ્બાહના પુસ્તકના પા૦ ૧૫૭ લખે છે કે "ખોજા લોકોની અસલ ઉત્પતી સુન્નીમાંથી થઇ હતી એમ જે માનવામાં આવ્યું હતું તે ખરૂં ન હતુ તેમજ મુંબઇમાં પ્રસિધ્ધ થયેલી શજરાની ચોપડીમાં ખોજા ધર્મની નીંદા કરી છે, તે પણ ખરી નથી. પણ મુંબઇની હાઇકોર્ટમાં તપાસ ચાલી ખોજાનો અસલ ધર્મ શીયા ઇમામી ઇસમાઇલી ઠરેલ છે એજ ખરી વાત છે" હું ધારૂં છું કે લેખક ફાંટાબાજ હશે. એક ઠેકાણે એક બાબત લખે છે અને બીજે ઠેકાણે તે બાબતને એકદમ તોડી પાડે છે વખતે એમ પણ હોય કે હસન બીન સબ્બાહનું પુસ્તક લખતી વેળા તેઓએ પુરતું જ્ઞાન મેળવેલું નહિ તેથીજ કાચુ કાપી નાંખ્યું હશે. હવે તો ખોજા પંથ દર્પણ લખતી વેળા બાહોશ જ્ઞાની અનુભવી થઇ ગયા. માટે મારે પણ બહુજ વીચાર કરીને કલમ ચલાવવી પડે છે. પણ સખુર કુતરાની પુછડી વાંકી તે વાંકી પોતાનો કકો ખરો કરવા માટે પછાડા મારવાજ પછી હાર્યા તોપણ મીયાં ભાઇની ટાંગ ઉંચીને ઉંચી સમજવી.

ખોજા પંથ દર્પણના કર્તા મારી તરફથી લખાયલ અગર કોઈ ગ્નાનનું પદ એવું ટાંકી દેખાડતે તો બહેતર થતે. હીન્દુ ધર્મને લગતી માન્યતા કયે ઠેકાણે મેં દરશાવી છે, તે જણાવવાની લેખક કૃપા કરશે તો જાહેર પ્રજાને સીધે રસ્તે દોરવવા જેવું થશે. પણ જે લેખકને આંધળાઓને દોરવવા હોય તેમને ખોટો રસ્તો હોય તો પણ સીધો લાગે. મેં તો માત્ર ગીનાનના પાઠો આઠ સાર ખેંચી દેખાડયા છે કે જે માન્યતાએ પદોમાં જણાવેલી છે, તે ઇસ્નાશરી- ઓ માનતા નથી? જે નીચે પ્રમાણે છે.

**સાર ૧ લો:**—પીર સદરદીને અલીને તારણ કરનાર તરીકે વર્ણવેલ છે, જે સીધ્ધાંત ઇસ્નાશરી મઝહબ કબુલ કરતું નથી,

**સાર ૨ જો:**—ઇસલામ શાહને હાજર ઇમામ ગણી તેને હઝરત અલી જેટલુંજ માન આપવામા આવ્યું છે. તેને અલીનો અવતાર નકલકી પાત્ર કહેવામાં આવેલ છે, ઇસ્નાશરી મઝહબ બીજા ઇમામોને અલીનો અવતાર ગણતું નથી, તથા હઝરત અલી જેટલું માન આપતુ નથી. તે તેને મુતીઉલ અમ્ર ગણે છે, જ્યારે ઇસ્માઇલી મઝહબ દરેક ઇમામને હાદીઉલ મહેદીનો લકબ આપી સાહેબુલ-અમ્ર ગણે છે. તેથી ઇસ્નાશરી મઝહબ ઇસલામશાહને હાજર ઇમામ તરીકે દરશાવી શકેજ નહિ.

**સાર ૩ જો**—પીર સદરદીન ઇમામ ઇસલામ શાહના વંશ માટે ઇશારો કરેલ જણાય છે કે તેની નસલ ઇસમાઇલથી છે અને નકલંકી મૌલા મુરતઝાઅલીથી તેઓ ઉતરી આવેલા છે. એ સ્વર્ગના ધણીનું નુર શાહ નીઝારમાંથી આવેલ છે. ઇસ્નાશરી

મઝહબ ઇમામ ઇસ્માઇલ તથા ઇમામ નીઝારના વંશજોને ઇમામો તરીકે કબુલ રાખતુંજ નથી.

**સાર ૪ થો.**—રહેમત તથા શફાઅતની ઉમેદ પરતક યાને હાજર નકલંકી એટલે કે ઇમામ પાસેથી રાખવામાં આવેછે, તે ઇસ્નાશરી મઝહબ માનવાની સાફ ના પાડેછે. ચાર જુગની ખલકતને તારનાર ફકત એકજ નુર છે, જે ઇમામ–ઇસલામ-શાહમાં વ્યાપી રહયો છે. એ બાબત ઇસ્નાશરી મઝહબથી ઉલટી છે.

**સાર ૫ મો.**—આલમોત ગઢ તથા દેહલમ દેશમાં જન્મ પામેલા ઇમામોને અવતારી પુરૂશો તરીકે સમજવામાં આવ્યા છે, જે ઇસ્નાશરી મઝહબથી તદન ઉલટું છે.

**સાર ૬ ઠો**—ઇમામની નસલ કાયમ છે, એવુ અહિંયા દેખાડવામાં આવ્યું છે, જે ઇસ્નાશરી મઝહબથી વીરૂધ્ધ છે.

**સાર ૭ મો.**—આ ઠેકાણે ઇમામને કાયમ ગણવા ઉપરાંત તેને હાજર જોમો કહેવામાં આવેલ છે, એટલે મૌલા મુરતઝા અલીનું નુર હયાત અને કાયમ છે. એ બાબત કબુલ કરવા ઇસ્નાશરી મઝહબ આનાકાની કરેછે.

**સાર ૮ મો.**—જાગતી જોત સિવાય બીજાની સેવા કરવા માટે પીર સદરદીન સાફ ના પાડે છે. જાગતી જોતનો અર્થ એમ થાય છે કે ઇમામ ગયબ નથી, પણ હાજર અને નાજર છે. એ વાત ઇસ્નાશરી મઝહબ માન્ય રાખી શકે નહિ

મને તો એટલા માટે અજાયબી ઉપજે છે કે પીર સદર-દીનના હજારો પાઠોમાંથી એકપણ પાઠ લેખક રજુ કરી શકતા નથી કે જેમાં ઇસ્નાશરી ઇમામનું નામ હોય? જ્યારે તેઓ પોતે એમ કહેવા નીકલયા છે કે "માત્ર જો તફાવત હોય તો તે ઇમામત પુરતોજ હોય." આજે "ખોજાઓ કોણ છે." એ વીષય લખ્યાને પાંચ વરસ થયા, જેનો રદીઓ તે પણ અધુરો, કાચો અને પાયા વિનાનો છેક હમણા મલયો. અફસોસ! ખોજા કોમ તારી ઉપરે કોણને દયા ન આવે? જેમ ડાકટરોમાં ખપનાર નીમ હકીમો નીકલી પડયા છે, તેમ વીદવાનોમાં ખપનાર ડોળગાળું, ખીસાભરૂ, નીમ મુલ્લાં ગાજી રહયા છે. પણ કહેવતમાં છે કે" નીમ હકીમ ખતરે જાન વ નીમ મુલ્લાં ખતરે ઇમાન "એટલે કે અરધો હકીમ જીવના જોખમ અને અરધો મુલ્લાં ઇમાનની ધાસ્તીમાં લાવી મેલેછે. સોનાનું ઢોલ ચઢાવવાથી કાંઇ સોનું બની જતું નથી. જ્યારે સોનું છાપગર પાસે જાય અને ચોકસ ટચની છાપ મળે, ત્યારેજ સોનુ કહેવાય છે. આજકાળ કેટલાક સોનીઓ એવા ફેશનેબલ દાગીના બનાવવા નીકલી પડયા છે કે છપાવવાની ચોખ્ખી ના પાડેછે અને સોનાની ગેરંટી આપેછે. તેમના ફંદામાં ઘણી ખરી ખોજા બાનુઓ ફસવા લાગી છે. દાગીનો પાછો લાવશો તો મજુરી કાપી લઇને પૈસા મુજરે આપશું. ગીનીના સોનાની બોલી અને ૧૮ કેરેટનું સોનું ઊતરે એમ મારો પોતાનો જાતિ અનુભવ કહેછે. એવો કોણ ગાંડો હશે કે મજુરી ગુમાવીને પાછો આપવા જશે, સોનામાં

તોલે એ રૂપીઆ માર તો ખરી. તેવાજ તમારે હાલના જમા-નાના કેટલાક ગ્રંથકર્તાઓ સમજી લેવા. તેમના સપાટામાં ભોળા-ભટ અજ્ઞાન આવી ગયા છે, એટલુંજ નહિ પણ સુધરેલા કેળવાયલાં પણ ધર્મ જ્ઞાનથી ના વાકેફ લોકો પણ આવી જાય. અલ્લાહો અકબર! ખુદા ખયર કરે! પરદા પહેલા બાબ પહેલા ખતમ હુવા! બીજો પરદો નીચે મુજબ શુરૂ થાય છે.

ખોજા પંથ દર્પણ પહેલા ભાગના પા૦ ૫૬–૭ કર્તાએ વળી વીચીત્ર વળણ પકડી છે.

તે મુંબઇની હાઈ કોર્ટના જડજોના ચુકાદાઓ ઉપરે નકામી તુકતે ચીની કરી એવા અભિપ્રાય આપવા બેઠો છે કે જેથી મારે તો શું પણ જાહેર પ્રજાને પણ એ લેખક માટે નબળા વિચારો બેસે. બ્રીટીશ ન્યાય કેટલો બધો અપક્ષપાત છે, એ સર્વ કોઈ જાણે છે. જે કોઇ જડજની ભુલ દેખાડે, તે શખ્શ જડજ કરતાં વધુ બાહોશ હોવો જોઇએ, અથવા તો એક જડજ બીજા જડજની ભુલ દેખાડી શકે. પણ એક સાધારણ બુધ્ધિ ધરાવનારો માણુસ કોઇ જડજના ચુકાદા ઉપરે ચુંથણા નાંખે યાને પોતાની મતલબની બાબતોને જ્યાં ટેકો મળતો હોય તેને વાજબી ઠેરવે અને ટેકો ન મળતો હોય તેને ગેરવાજબી ઠેરવે, એ અણુગટતું લેખાય. એવી ટીકા કરવાનો કોઇને પણ હક નથી. તેમ જડજનો કહેવાનો હેતું એક હોય, તેને બીજા રૂપમાં કહી દેખાડે, અર્થનો અનર્થ કરે, એ શું ઇન્સાફ છે કે? હવે વાંચક વર્ગ કર્તાના નીચલા વાક્યો તરફ નજર દોડાવશે તો મોટી કૃપા થશે.

મુંબઇ ખાતેથી પ્રગટ થતા ઇસ્માઇલી સીતારા માસિકના પુસ્તક ૧ લા ના પુષ્ટ ૨૭૨ ઉપર મી. કાસમઅલી લધાભાઈ એમ લખે છે કેઃ–

"તેઓ એમ કહેવાને નીકળયા છે કે ખોજા સુન્ની નથી શીઆ છે ખરા પણ ઇસનાશરી!!! જો કે બધા એક સરખી રીતે કબુલતો રાખતા જાય છે કે તેઓને હીન્દુમાંથી વટલાવનાર પીર સદરદીન હતો, તો શું હવે પીર સદરદીન તીનાશરી હતા? હવે આજથી ૪૦ વરસ ઉપર કહેનારા કયા ઉંઘમાં હતા કે 'ખોજા કેસની' સુનાવણી હાઇ કોર્ટમાં ચાલી, તેમાં એક પણ સાક્ષી કે વકીલ બારીસ્ટર કે જડજ એમ બોલ્યા નથી કે ત્રીનાશરી શું ચીજ છે કે ખોજા કોમને તે શબ્દ સાથે શુ લાગે વલગે છે."

મી૦ કાસમઅલીના પ્રશ્નનો ઉત્તર તદ્દન સ્હેલો છે. ફરીયાદીએ માત્ર શીઆ ખોજા તથા શીઆ આગાખાનનો હક ઊડાવી દેવા ફરીયાદ કીધી હતી. તેથી ખુદ ફરીયાદીને, સાક્ષીને, વકીલ બારીસ્ટરને કે જડજને તીનાશરી કે ઇસમાઇલી શબ્દની ભાંજગડમાં ઊતરવાની કાંઇ જરૂર ન હતી અને તે ઊતરે પણ શાના! ફરીયાદી જે ખુલાસો માંગતો નથી તે ખુલાસો આપવા કોર્ટ શા માટે તૈયાર થઈ જાય. કોર્ટ તૈયાર થઇ નથી, તેજ જણાવેછે કે કોર્ટને તેવા સવાલમાં ઉતરવાની કાંઈ જરૂર જણાઇ નથી અને તેથી મી૦ કાસમઅલીનું કહેવું કે તીનાશરી શબ્દ વિષે કેમ કોઈ બોલ્યું નહિ તદ્દન નકામુ છે. જજ ખોજાનો અસલ ધર્મ શીઆ કે સુન્ની એટલુંજ નક્કી કરવા માંગે છે,

આ પ્રશ્નની તપાસમાં માત્ર શીઆ તથા સુન્ની વચ્ચેનો તફાવત જાણવાની તેને જરૂર હતી. સુન્ની મત જે ફરીયાદી જણાવેછે તે અને શીઆ મત પ્રતીવાદીઓનો છે તે એમ મનાતું ચાલ્યું છે. મતલબ કે જજે જે ધર્મ સીધ્ધ કરવાનું કામ હાથ ધર્યું હતું તે ઇસમાઇલીનું હતું તે માનવું એક પણ દ્રષ્ટિથી વ્યાજબી નથી. વળી પ્રતિવાદીઓ તરફથી જે બચાવ કરવામાં આવેછે, તેમાં પણ તેઓ ઇસમાઇલી ધર્મ હોવાનું હાથ ધરતા નથી. માત્ર શીઆ ધર્મ હાથ ધરેછે.

કહેવત છે કે જ્યાં લોભીઆ વસે ત્યાં ધુતારાઓ ભુખે ન મરે. કોઈ સારૂ પુસ્તક આઠ આનાની કીમતનું મલતું હશે, તો મારા હમદીન ભાઈઓ ખરીદ કરવા અચકાશે. પણ જે પુસ્તકમાં ખોટું સાચુ મસાલાવાલુ લખાણ હશે તો તેટલી કીમતનું બલકે તેથી વધારે કીમતનું હશે, તોપણ મંગાવવા ભુલશે નહિ. આ વીસમી સદીના જમાનામાં સુધારો કહેવાય કે કુધારો! પણ કાંઈ નહિ! આખરે પાપનો ઘડો ફુટયા વગર રહેતો નથી. તેમ કોઇનું ધતીંગ લાંબે વખતે પણ જાહેર થઈ જાય છે. જ્યારે સીંહ જેવા શુરવીરોને છુપાઇને એકાંતમાં બેસવાની ફરજ પડે ત્યારે "હમ બડે સીપાઈકે લડકે" જેવા પાપડ તોડનારા બહાદુરોમાં પોતાને ખપાવવા માટે બહાર પડે તેમાં નવાઇ નથી.

એ બાબતો કોઇથી અજાણુ નથી કે પહેલા ખોજા કેસમાં ફરીયાદી પક્ષે નામદાર આગાખાનનું ઇસમાઇલી ઇમામ તરીકેનું

ધાર્મીક વડપણ સ્વીકારવા ના પાડી અને દસોંધ ઉપરનો તેમનો હક ઉડાવી દેવા માટે દાવો માંડયો હતો. પ્રતિવાદીઓએ પોતાને શીઆ ઇમામી ઇસમાઇલી ફીરકાના જણાવ્યા હતા અને નામદાર જડજ સર જોસફ આરનોલ્ડે ચુકાદો આપતી વેળા ખુલ્લે ખુલ્લું કહી દીધું હતુ કે ખોજાઓનો અસલ ધર્મ શીઆ ઇમામી ઇસમાઇલી છે. મરહુમ રાઇટ ઓનરેબલ સર. એચ. બારટલી. ઇ. ફ્રીયરે ઇ. સ. ૧૮૭૫ માં લંડન ખાતે પ્રગત થતાં મેકમીલન મેગેઝીનના આગસ્ટ તથા સપટેમ્બરના અંકોમાં નં. ૨૦૨ ને ૨૦૩ માં ખોજાઓનો એહવાલ ઉપરે જે લેખ લખયો છે, તેનો નીચલો ઊતારો જાણવા જોગ થઇ પડશે

"The Judge (Sir Joseph Arnold next investigates the question, Who & what are the khojas, and what have their relations with the hereditary Imams of the Ismailis, the ancestors of the Aga khan?"

"Upon the whole, he comes to the conclusion that the Khoja community is a sect of people whose ancestors were Hindu in original, which was converted to and has throughout abided in the faith of the Shia Imami Ismailis, and which has always been and still is bound by ties

of spiritual allegiance to the hereditary Imams of Ismailis."

નામદાર જડજ (સર જોસફ આરનોલ્ડ) જે બીજો સવાલ તપાસે છે તે એ છે કે ખોજાઓ કોણ અને કેવા છે? અને નામદાર આગાખાનના વડવાઓ ઇસમાઇલી ખોજા વંશપરમપરા ઇમામો સાથે શું સંબંધ ધરાવે છે છેવટે તે એવા નીર્ણય ઉપરે આવે છે કે ખોજા કોમ તે લોકો છે કે જેના વડવાઓ અસલ હીંદુ હતા, જેઓ શીઆ ઇમામી ઇસ્માઇલી ધર્મમાં વટળાયા હતા અને દરોબસ્ત તે ધર્મને વળગી રહયા હતા, તથા જેઓ ઇસમાઇલીઓના વંશપરમપરા ઇમામો સાથે આત્મીક તાબેદારીની ગાંઠથી હમેશાં અને હજુસુધી બંધાયલા છે

શું નામદાર જડજના ઉપલા શબ્દો ખોટા છે કે? અગર ખોજાઓ શીઆ ઇસ્નાશરી ઇમામોને માનતા હોય તો ઇસ્નાશરીનું નામ જડજ સાહેબ લીધા વગર રહેતે કે? આખા જડજમેંટમાં કોઇ ઠેકાણે તીનાંશરી કે ઇસ્નાશરી શબ્દ નજરે પડેછે કે? જયારે ઇસ્માઇલી શબ્દ ઠેક ઠેકાણે વાપરવામાં આવ્યો છે. તે ઉપરથી સાફ માલમ પડી આવેછે કે વાદી પક્ષની નેમ ખોજાઓને સુન્ની ઠરાવવાની હતી અને પ્રતિવાદી પક્ષની નેમ ખોજાઓને શીઆ ઇમામી ઇસમાઇલી ઠેરવવાની હતી. પણ આંધળાને આરસી આપો તો નકામી છે અને બહેરાથી વાત કરવી માથુ કુટવું બરાબર છે.

ખોજા પંથ દર્પણના ભાગ પહેલામાં પા૦ ૮ તેના કર્તા

નામદાર આગાખાન આગા શાહ હસનઅલીનો પત્ર કે જે ઇ. સ. ૧૮૬૧ ના તા૦ ૨૦ મી અકટોબરે બહાર પાડવામાં આવ્યો હતો, તેનો સ્વીકાર કરતા જણાવેછે કે.—

"આ પત્રમાં આગાખાન એવી ખાહેશ બતાવે છે કે પોતાના પાક વડવાઓનો ઇમામીઓનો ધર્મ ખોજા લોકો માને (એટલે કે શીઆ ઇમામી ઇસમાઇલીનો ધર્મ) લગન, ગુસલ, અને દાટવાની ક્રીયા સબંધી તેઓ તે પ્રમાણે ચાલે એમ કરવાનો તે સબધ એવો જણાવે છે કે વર્તમાન પત્રમાં ખોજાઓ સંબંધી એવી બીના તેના જેવામાં આવી હતી કે તેઓ સુન્ની છે અને કોઇ એક શખ્શ (એટલે પોતે) તેઓને ઇમામીયા ધર્મ પાળવાને આપ ખુદીથી બોલાવે છે. તેથી તેણે આ કાગળ તૈયાર કર્યું કે અંગ્રેજી હકુમતમાં સર્વ કોઇને પોતાની મરજી પ્રમાણે ધર્મ પાળવાને છુટ છે. માટે જે ખોજાઓ શીઆ ઇમામી ઇસમાઇલી ધર્મ પાળે છે તેઓ ખુલ્લી રીતે હવે ધર્મની રીત પ્રમાણે ચાલે, કે જે ધર્મ તેઓના વડવાઓ લગ્ન મૈયત ઇત્યાદી સબધી છુપી રીતે પાળતા હતા એક કોરી ચોપડીમાં સહીઓ લેવાને વાસ્તે તે કાગળ ચોપડીની શુરૂઆતમાં લખેલો હતો અને તેને છેડે એમ હતું કે હવે જે મારો હુકમ માનવાને રાજી હોય તેઓએ એની ઉપર સહી કરવી કે હું તેને ઓળખું."

કેમ માનવંતા વાંચક સાહેબો! શું ધાર્યું! આજે આંધળા દેખતા થાય છે! પણ જ્યારે દેખતા આંધળા બને, ત્યારે શું સમજવું! જે ગ્રંથ કર્તા પોતે આંધળો હોય, તે બીજાને માર્ગ

કેમ દેખાડી શકે? આંધળો તો બીજાઓને આંધળા બનાવવાની કોશેશ કરે. એનો ખુલાશો નીચલા દ્રષ્ટાંતપરથી મળી શકે છે.

"એક ગામમાં નકટો હતો, તેને લોકો હમેશાં ચીડવતા હતા. જ્યારે તેનાથી સહન ન થઈ શકાયું, ત્યારે તેણે વીચાર કીધો કે બીજાઓને નકટા બનાવવા. તેથી તેણે એવી યુકિત રચી કે ગામના મેદાનમાં જઇ એક કોરે આસમાન તરફ નજર કરી ઊભો રહયો. તેની આગળથી પસાર થતાં માણસો તેને પુછવા લાગયા કે ભાઈ શું જુઓછો? જવાબ આપયો કે ઓહો શું કુદરતની અદભુત શકિત દેખાય છે. લોકોએ પુછયું પણ ભાઈ વાત તો કર કે શું છે? ખુદાનું નુર યાને પરમેશ્વરનો પ્રકાશ આકાશ તરફ નજરે પડેછે લોકોએ કહયું કે ભાઇ અમને તો કાંઇબી દેખાતું નથી. તેણે ઊત્તર આપયો કે તમોને તે કયાંથી દેખાય. તમને તમારો નાક આડે આવેછે. જો મારી માફક તમારૂં નાક કપાયલું હોય, તો સાફ સાફ જણાઈ આવે. લોકોએ ભોલવાઈ જઈ પોતાના નાકો કપાવ્યા, પણ કાંઇ દેખાયું નહિ. તેઓ તેને ઠપકો આપવા લાગયા, અને શોર બકોર કરવા લાગયા. ભાઈ જુઓ તમો એમ કરશો તો ફજેતી મારી એકલાની નહિ, પણ તમારી પણ સાથે થશે. માટે ચુપચુપ રહી જાઓ આખા ગામને તમો એવી રીતે સમજાવી નકટો બનાવશો તો તમને કોઈ નકટો નહિ કહેશે.

જ્યારે આગા શાહ હસનઅલીના પત્ર ઉપરે સહી કરનારાઓ આજે એમ કહે કે અમો અમારો ધર્મ અસલથી શીઆ ઇસ્ના-

શરી પાળતા આવ્યા છીએ, તે જાહેર રીતે અંગીકાર કીધો છે અને જ્યારે આગા શાહ હસનઅલીના પત્રમાં તે નામદાર પોતે પોતાનો ધર્મ શીઆ ઇમામી ઇસમાઇલી યાને ઇમામીયા જણાવે ત્યારે તેઓ શીઆ ઇસ્નાશરી ધર્મ પાળતા હતા, એમ લખવું એ કેવળ અકલ, દાનાઇ, ડહાપણ, સમજથી ઉલટું છે. સત્ય ધર્મ તેજ છે કે જેનો પાયો અકલ ઉપરે રચાયલો છે. માટે સત્યતા ગ્રહણ કરનારાઓને લાજીમ છે કે જે ચીજ અકલ માનવા ના પાડે, તેનો સ્વીકાર કરવો નહિ અને જ્યાં સુધી પોતાની ખાત્રી ન થાય ત્યાં સુધી કોઇ ચીજ અખતીયાર કરવી એ નાદાની, એ વકુફી, જાહેલીયત નહિ તો બીજું શું ? મુર્ખ અકકલનો દુશમન ગણાય છે. પ્રખ્યાત ફારસી શાયર શેખ સાદીએ પંદનામામાં કહયું છે કે.—

દીલા ગર ખેરદ=મન્દી વ હુશયાર,
મકુન સો=હબતે જાહેલાં અખતીયાર.

ઓ જીવ ! તું ડાહયો અને હુશીયાર હોય તો અજ્ઞાન લોકોની સંગત કરતો નહિ.

ઝે જાહેલ ગુરી=ઝન્દેહ ચું તીર બાશ
નયામીખતેહ ચું શકરો શીર બાશ.

અજ્ઞાન લોકોથી તીર માફક તું નાસી જા અને ખાંડ અને દુધ જેમ મળી જાય છે, તેમ તેમના સમાગમમાં આવતો નહિ.

પુસ્તક એ માણુસનો સોબતી છે માટે અજ્ઞાન લોકોના હાથે લખાયલા પુસ્તકો વાંચવા એ અજ્ઞાન લોકોની સગત કરવી યા તેન સમાગમમાં આવ્યા બરાબર છે. કારણુ કે દાવપેચ રમનારા લેખકન વીચારો એક વેળા કુમળા મગજમાં ઠસી ગયા તો પછી તેને બહા કાઢવા મુશ્કેલ થઇ પડે છે કારણુ કે એક રોપો માણુસ પોતાન બળે જમીનમાંથી ખેંચી કહાડે છે, જ્યારે એક ઝાડ કુહા વિના કપાતું નથી અને તેનું મુળ એમને એમ અંદર ર જાય છે.

ઓ કોમના અકાબરો! ખબર ખાહો અને દીલસોજ નરો! ઓ બુધ્ધિશાળી સુકાનીઓ! આ સમય એવો છે કે તમાર નીચલી ફારસી બયત મુજબ અમલ કરવાની હવે ઢીલ કરવી જોઇતી નથી.

દરખ્તી બપરવર કે બાર આવરદ,
બીખી બર અન્દાઝ કે ખાર આવરદ.

**યાને**

જે ઝાડ ફળદ્રુપ હોય તેની માવજત કરો યાને સંભાલ લ્યો અને જે કાંટા પેદા કરે તેના બીજને ઉખેડી નાંખો.

**સમાપ્ત.**